# HORATIUS

---

# હોરેશિયસ

---

P. B. T.

---



CHESTER MACNAGHTEN Esq., M A Cantab

*(Late) Sole Principal of the Rajkumar College Rajkot Kathiawar*

Dedicated

to the

Dear and Revered Memory

of

Mr. Chester Macnaghten,

Late Principal,

Rajkumar College,

Rajkot.




મેકોલેકૃત હોરેશિયસ સ્વર્ગવાસી મિ૦ મેક્નોટનનું એક વહાલું પુસ્તક હતું; અને તેમાંથી જ થોડાએક ભાગ સંગીતના રૂપમાં તૈયાર થયેલા જોઇને રાજકુમાર કૉ-લેજના જૂના કુમારો, કે જેમાંના ઘણા હાલ રાજાઓ છે, તેમને એ ભલા પ્રિન્સિપાલના વિરલ સદ્ગુણોનું સ્મરણ થયા વિના રહેશે નહીં. મિ૦ મેક્નોટન શિક્ષકનો ધર્મ પિતાના જેવો સમજતા; અને પોતાના સમયના રાજ-કુમારોના એક પ્રકારના પિતા જ હતા. તેમની સ્વધર્મમાં એવી સારી નિષ્ઠા હતી, કે બધા પોતપોતાના ધર્મમાં નીતિથી ચાલે એવી તેમને હમેશાં અભિલાષા રહેતી. કુમારો પ્ર-તિનો તેમનો સ્નેહ તેમના જીવનની બધી જરૂરો સુધી પહોંચતો; અને બધે પ્રસંગે તેઓ જોઇતી સલાહ આપવાને તથા મદદ કરવાને તત્પર રહેતા.

તેમનું હૃદય એટલું બધું સ્નેહાલ હતું, કે જ્યારે મરહુમ મહારાજા સર તખ્તસિંહજીના સ્વર્ગવાસની ખબર સાંભળેલી, ત્યારે આઘાતને લીધે તેઓ વાંકાનેર જવાના હતા ત્યાં જઇ શકેલા નહીં. મહારાજાના સ્વર્ગવાસ માટે

શોક પ્રદર્શિત કરવા રાજકોટમાં સભા મળેલી, તેમાં તેઓ બોલેલા, કે "મારો પોતાનો દેહ પણ હવે લાંબા વખત સુધી રહેવાનો નથી." અને પછી થોડા જ દિવસોમાં તેઓ પણ સ્વર્ગવાસી થયેલા.

મ. જી. શા.



# चित्रोनी अनुक्रमणिका.

ત્રણ નિડર વીરો ... ... ... ... ... મુખપૃષ્ઠ.
કેપીટોલનું વર ... ... ...ઉપોદ્‌ઘાતમાં પૃષ્ઠ ૧ સામે.
રોમ્યુલસ અને રેમસ ... ... ... ,, ,, ૪ ,,
લુક્રેશિયા અને તેની દાસીઓ ... ... ,, ,, ૧૧ ,,
સેક્સટસ ચોરપગલે શયનગૃહમાં આવ્યો ... ,, ,, ૧૨ ,,
હોરેશિયસ એકલો ઉભો રહ્યો ... ... ,, ,, ૧૫ ,,
રોમન કુટુંબ હોરેશિયસની વાત સાંભળે છે. ,, ,, ૧૬ ,,
લાર્સ પોર્સેના... ... ... ... ગાયનોમાં ,, ૬ ,,
નિજ પુરજન મહિં ખબર કરી ... ... ,, ,, ૮ ,,
જળમાં જળચર નિડર તરે ... ... ,, ,, ૧૦ ,,
દ્રાક્ષ હસતી બાળા કચરે ... ... ,, ,, ૧૨ ,,
કોમ કોમના રોમે જાતા ... ... ,, ,, ૧૭ ,,
ખબર લાવનાર ... ... ... ,, ,, ૨૧ ,,
જાન બે માત્ર મદદ કરો ... ... ,, ,, ૩૭ ,,
રાગી રણના... ... ... ... ,, ,, ૪૦ ,,
હાબી હરાનને દીધો ઘા... ... ... ,, ,, ૬૨ ,,
હોરેશિયસ નદી તીર આવે ... ... ,, ,, ૭૪ ,,
જગમાં જીવો સો વરસો, હોરેશિયસ જેવા. ,, ,, ૭૭ ,,

# ઉપોદ્ઘાત.

હોરેશિયસ કોણ હતો, અને તેણે શું કર્યું, એ વાંચનારને બરાબર સમજાય, તેટલા માટે પ્રથમ રોમના પૌરાણિક ઇતિહાસની થોડીએકવાતો જણાવવી આવશ્યક છે.

રોમનો ઇતિહાસ એક નગરનો ઇતિહાસ છે, કે જેનો કાબુ પ્રથમ આખા ઇટલી ઉપર અને પછી ભૂમધ્યસમુદ્રના કાંઠાના બધા દેશો ઉપર ધીમે ધીમે પ્રસર્યો હતો.

રોમનો પોતે ભૂમધ્યસમુદ્રની પૂર્વની પ્રાચીન પ્રજાઓમાંથી પોતે ઉતરેલા છે, એમ અભિમાનથી માનતા. તેમની બધી પુરાણ દન્તકથાઓ ગ્રીસ તથા ટ્રોયને ઉદ્દેશે છે.

વ્હર્જિલે ઇનીયસના પલાયનની વાત લખી છે, તેથી જણાયેલું છે, કે તે ટ્રોયની જ્વાલાઓમાંથી પોતાના પિતા એન્કાઇસીસને ખભે લઇને તથા પોતાના પુત્ર એસ્કેનિયસને

હાથે દોરીને કેટલાએક અનુયાયીઓ સહિત પશ્ચિમમાં નવી ભૂમિ શોધવા ગયો હતો. પાણી ઉપર તેમને લઇ જવાને હરમીસ દેવે તેમને વહાણ બાંધી આપ્યું હતું; અને ઇનીયસની માતા શુક્રે રાતદિવસ સન્મુખ રહીને તેમને માર્ગ બતાવ્યો હતો. તેઓ કિનારે ઉતર્યા કે તારા અદૃશ્ય થઇ; અને આ ઉપરથી ઇનીયસે જાણ્યું, કે જે દેશમાં તેને વસવા દૈવનું નિર્માણ હતું, તે દેશ એજ.

ટ્રોજનો પોતાના દેવોને કિનારે લાવીને યજ્ઞ કરવા લાગ્યા. પણ જે શ્વેત શૂકરીનું બલિદાન આપવાનું હતું, તે પ્રસૂત થવાની તૈયારીમાં હતી, અને બન્ધન તોડીને નાઠી. ઇનીયસ તેની પાછળ પડયો; કારણકે તેને એક દેવવાણીથી ખબર મળી હતી, કે એક ચોપગું જાનવર તેને લઇ જાય તે સ્થાને તેણે નવું નગર બન્ધાવવું. યજ્ઞના સ્થાનકથી સુમારે અઢી માઇલ દૂર એક ટેકરી પાસે તે અટકી, અને ત્યાં તેણે ત્રીશ બચ્ચાંને જન્મ આપ્યો. પણ ઇનીયસે જ્યારે તે જગ્યાને રેતાળ અને સૂકી જોઇ, ત્યારે તે શું કરવું એમ વિચારમાં પડયો. તેજ વખતે તેણે એવો અવાજ સાંભળ્યો, કે "શૂકરીનાં ત્રીશ બચ્ચાંને ત્રીશ વર્ષ સમજ; ત્રીશ વર્ષ વીતી જશે, તે પછી તારાં બાલકો વધારે સારી ભૂમિએ જશે. દરમિયાન તું દેવોની આજ્ઞાને માન, અને તેઓ આજ્ઞા કરે છે, ત્યાં નગર બાંધ."

હવે ભૂમિ ત્યાંના મૂલ વતનીઓની હતી, અને તેમના રાજાનું નામ લેટિનસ હતું. તેમણે અતિથિઓનો સત્કાર

કર્યો; અને લેટિનસે પોતાની કન્યા લેવિનિયા ઇનીયસને પરણાવી. તથા એ ઉપરથી જ્યાં શ્વેત શૂકરી પ્રસૂત થઇ હતી તે સ્થાનકે બાંધેલા નગરને ઇનીયસે લેવિનિયમનું નામ આપ્યું.

ઇનીયસ પછી તેનો પુત્ર એસ્કેનિયસ રાજા થયો. તેણે રોમની આગ્નેયી દિશામાં સુમારે પન્દર માઇલ દૂર એક ટેકરી પાસે નવું નગર બાંધ્યું, જે પાછળથી આલ્બા લોંગા એટલે "લાંબા શ્વેત નગર" ને નામે પ્રસિદ્ધ થયું.

એસ્કેનિયસ પછી ઇનીયસ અને લેવિનિયાનો પુત્ર સિલ્વિયસ ગાદીએ આવ્યો; અને તે પછી અગિયાર રાજાઓ થયા. તે બધા સિલ્વિયસના ઉપનામથી ઓળખાતા.

આમાંના પ્રોકાસ નામે છેલ્લા રાજાને બે પુત્ર હતા: નુમિટર અને એમુલિયસ. મોટા ભાઇ નુમિટરને રાજ્યની તૃષ્ણા ન હતી, તેથી ન્હાનો ભાઇ એમુલિયસ તેનો વારસો બથાવી પડયો. પણ નુમિટરને એક પુત્ર તથા પુત્રી હતાં. પુત્રને એમુલિયસે મરાવી નાખ્યો; અને પુત્રી જેનું નામ લાલ સિલ્વિયા હતું, તેને વેસ્ટાની સેવામાં સમર્પિત કીધી, કે જેથી તેને વિવાહ વગર જીવવું અને મરવું પડે. પણ મનુષ્યની ઇચ્છા કરતાં ભાવી બલવત્તર છે. વેસ્ટાની પવિત્ર કન્યા માર્સ નામના દેવથી ગર્ભવતી માલુમ પડી, અને એક સમયે તેણે બે જોડિયા પુત્રોને જન્મ આપ્યો. વેસ્ટાની કન્યાઓને અનીતિ માટે ભયંકર સજા થતી;

કાયદાનું એવું ફરમાન હતું; કે તેને જીવતી દાટી દેવી. એમુલિયસે પોતાની ભત્રીજીને બચાવી નહીં. બે પુત્રોને તેણે ટાઇબરમાં ફેંકી દેવાનો હુકમ આપ્યો. એવું બન્યું કે તે વખતે નદીમાં પૂર આવ્યું હતું, અને ઘણી જગ્યાએ છીછરાં પાણી હતાં. એક જંગલી અંજીરના ઝાડને થડે બાલકો બચી ગયા; અને ત્યાં એક વૃકીએ (વરૂની માદા) ધાવણ તથા એક લક્કડખોદે ખાવાનું આપી તેમને ઉછેર્યા. આ પશુઓને લેટિનો પવિત્ર માનતા. પછી એમુલિયસના ભરવાડ ફોસ્ટુલસે તેમને જોયા, અને તે તેમને પોતાની પત્ની પાસે લઇ ગયો. ત્યાં તેઓ ભરવાડનાં છોકરાં સાથે ઝૂંપડામાં મોટા થયા, અને રોમ્યુલસ તથા રેમસના નામથી ઓળખાવા લાગ્યા.

જુવાન ભરવાડોમાં જોડિયા ભાઇઓ પોતાનાં ભવ્ય રૂપ અને પ્રબલ પ્રાણથી જૂદા પડવા લાગ્યા. એવું બન્યું કે એમુલિયસના ભરવાડો અને નુમિટરના ભરવાડો વચ્ચે કજિયો હતો; તેથી એક વાર નુમિટરના ભરવાડો રેમસને કેદ પકડી પોતાના ધણી પાસે લઇ ગયા. નુમિટર એ જુવાનની ભવ્ય આકૃતિથી પ્રસન્ન થયો, અને તેનાં અંગો જોતાં તેને પોતાની દુઃખી પુત્રીનું સ્મરણ થયું. થોડી વાર પછી રોમ્યુલસ રેમસને છોડાવવાને આવી પહોંચ્યો; અને તેના દેખાવથી નુમિટરની શંકા દૃઢ થઇ. ફોસ્ટુલસના હેવાલથી ભાઇઓને પોતાની ઓલાદની ખબર પડી. તરત તેઓ આલ્બા શહેરમાં ગયા, અને ત્યાં એમુલિયસ ઉપર હૂમલો

કરી તેને મારી નાખ્યો. પછી પોતાના દાદા નુમિટરને તેમણે તેના પૂર્વજોના તખ્ત ઉપર બેસાડયો.

આલ્બાની સ્થાપનાને ત્રણસો વર્ષ થઇ ગયાં હતાં; અને ભાઈઓએ એસ્કેનિયસના નગરને છોડીને જ્યાં તેઓ ઉછર્યા હતા ત્યાં ટાઇબરને કાંઠે ફરી એક નવું નગર વસાવવાનો નિશ્ચય કર્યો. હવે બેમાંથી મોટો કોણ તેની કોઇને ખબર નહોતી, તેથી નવા શહેરના સ્થાન અને નામ માટે કજિયો થયો. કજિયો પતાવવાને પ્રથમ તો એવું ઠર્યું, કે દરેકે પોતે પસન્દ કરેલી ટેકરી ઉપર સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી અને સૂર્યાસ્તથી સૂર્યોદય સુધી બેસી રહેવું, અને જેને સારા શકુનનાં પક્ષીઓ ઉડતાં દેખાય તે શહેર સ્થાપે. રેમસે પ્રથમ પોતાની ડાબી બાજુએ છ ગીધ જોયાં; પણ તેના દૂતે રોમ્યુલસને એ ખબર આપી, તેજ ક્ષણે તેને બાર ગીધ ઉડતાં દેખાયાં. ફરી કજિયો ચાલ્યો; અને તેમાં રેમસ કપાઇ ગયો.

ઇ. સ. પૂર્વે સુમારે ૭૫૩ માં રોમ્યુલસે રોમ બંધાવ્યું. રોમની સામાજિક, રાજકીય અને સૈનિક વ્યવસ્થા પણ રોમ્યુલસને જ આરોપિત થાય છે.

રોમ્યુલસ પછી એક વર્ષ સુધી કોઇ રાજા ન હતો. તે પછી સેનેટે ન્યૂમા પોમ્પિલિયસ કરીને એક ન્યાયી અને પવિત્ર માણસને રાજા તરીકે ચૂંટી કાઢયો. રોમની ધાર્મિક વ્યવસ્થા તેને આરોપિત થાય છે.

ન્યૂમાના મૃત્યુ પછી થોડા વખત સુધી ફરી રાજાની ગાદી ખાલી રહી. તે પછી ટલસ હોસ્ટિલિયસ કરીને એક રોમન, કે જેનો દાદો રોમ્યુલસની સેનામાં એક અધિકારી હતો, તેને રાજા તરીકે ચૂંટવામાં આવ્યો. તેની કારકીર્દીમાં ઘણી લડાઈઓ થઇ, અને ખૂનની નદીઓ ચાલી. દન્તકથાં એમ ચાલે છે, કે એ રાજાએ ઘણી જીતો મેળવી, પણ દેવોની ઘટે તેવી સેવા કીધી નહીં; તેટલા માટે રોમમાં મરકી ચાલી, અને રાજા પણ એક દુઃખદ દર્દમાં સપડાઇ ગયો. છેવટે દેવપતિની પ્રાર્થના કરવાનો તેણે યત્ન કર્યો, ત્યાં આકાશમાંથી વીજળીઓ ઉતરી, તેથી તે બળી ગયો, અને તેનું મકાન પણ ખાખ થઇ ગયું.

થોડા વખત પછી ન્યૂમાનો એંકસ માર્સિયસ નામે એક દોહિત્ર રાજા નિમાયો. તેણે ઘણાં સારાં કામ કર્યાં કહેવાય છે. ચોવીશ વર્ષ સુધી રાજ્ય કરી તે શાન્તિમાં મૃત્યુ પામ્યો.

એંકસથી રાજકીય વંશપરમ્પરાના વિચારનો આરમ્ભ થાય છે. તે ન્યૂમાનો દોહિત્ર હતો, અને એક દન્તકથા પ્રમાણે તેણે પોતાના પુરોગામી ટલસના ખૂન માટે કોશીશ કીધી હતી. પણ એંકસના મૃત્યુ પછીની બધી દન્તકથાઓમાં વંશપરમ્પરાના હકની વાત પ્રવેશ કરે છે. એંકસે બે દીકરા પાછળ મૂકયા હતા, જે હજી ન્હાના છોકરા હતા. પણ જ્યારે તેઓ મોટા થયા, અને ગાદી ઉપર એક પરદેશીને

જોવા લાગ્યા, ત્યારે તેઓ પોતાનો હક સ્થાપવાને ઉપાયો કરવા માંડ્યા. એ પરદેશીની હવે ઓળખાણ આપવાની છે. તે ટાર્કિવનિયસ પ્રિસ્કસના નામથી મશહૂર છે.

ટાર્કિવનિયસ ટાર્કિવનિઆઇ નામે ઇટ્રૂરિયાના એક શહેરનો વતની હતો. પણ એમ કહેવાતું હતું, કે તેનો બાપ ડેમેરેટસ નામે કોઇ કોરિન્થનો ગ્રીક અમીર હતો, જે પોતાના મોટા ખાનદાનના હાથમાંથી સત્તા જવાને સબબે સ્વદેશ છોડી નિકળ્યો હતો. દીકરો ટાર્કિવનિઆઇ શહેરમાં સરદાર બન્યો, મોટી દોલત પામ્યો, અને ટેનેક્વિલ નામે એક કુલીન ઇટ્રસ્કન બાનુને પરણ્યો. પોતે અને પોતાની પત્ની બન્ને સત્તા અને કીર્ત્તિ માટે આતુર હતાં; અને ઘર આગળ એ ઇચ્છાઓને સન્તોષ ન મળવાથી તેમણે ટાઇબર ઉપરના નવા શહેરમાં નસીબ અજમાવવાનો નિશ્ચય કર્યો. તેઓ રોમમાં આવી વસ્યાં. તેણે લૂશિયસ ટાર્ક્વિનિયસ પ્રિસ્કસનું લેટિન નામ ધારણ કીધું; અને પોતાની દોલત તથા હુશિયારી અને શુભેચ્છાથી તેણે રાજા એંકસની કૃપા પ્રાપ્ત કીધી, તથા તેના મૃત્યુ પછી તેના બે પુત્રોનો રક્ષક નિમાયો.

પછી ટાર્ક્વિનિયસે લોકોની સભા એકઠી કરી, પેલા બે છોકરાઓને શિકારે મોકલ્યા, અને આગ્રહથી પ્રાર્થના કરી, કે "તાજ મારા શિર ઉપર મૂકો;" તથા મોટી સંખ્યાએ તેને પસન્દ કીધો. નવા રાજાએ એ પ્રસંગે એવા ઉત્સવો અને

તમાશા કરાવ્યા, કે તેવા પહેલાં કદાપિ રોમમાં દેખાએલા નહીં.

આ રાજાના મહેલમાં એક સર્વિયસ ટલિયસ નામે છોકરો હતો, અને તેની મા ગુલામ હતી. બાપ એક પ્રતિષ્ઠિત માણસ હતો, અને લડાઇમાં કપાઇ ગયો હતો. કેટલાંએક શકુનો ઉપરથી રાણીની એ છોકરા ઉપર કૃપા થઇ; અને કેળવણીને લીધે તે એવો બન્યો, કે કોઇ પણ રોમન તરુણ તેની સાથે સરખાવી શકાય નહીં. છેવટે રાજાએ પોતાની પુત્રી તેની સાથે પરણાવી. જ્યારે ટાર્કિનિયસ પ્રિસ્કસને રાજ્ય કરતાં આડત્રીશ વર્ષ થયાં, ત્યારે એંકસના પુત્રો, કે જેમને પોતાનો વારસો બથાવી પડનાર રાજા ઉપર તથા જેને તે ગાદી આપવા ચાહતો હતો તે તરુણ ઉપર રીસ હતી, તેમણે રાજાની સામે એક કાવતરૂં રચ્યું. તેમણે કેટલાક ખૂનીઓને નોકર રાખ્યા, જેઓ એક ખોટો કજિયો રાજા પાસે લઇ ગયા; અને તે એકની વાત સાંભળતો હતો, ત્યાં બીજાએ તેના માથા ઉપર કુહાડીનો ઘા કર્યો, અને તેને મરી જાય તેટલો જખમી કર્યો. પણ રાણી ટનેક્વિલે એમ જાહેર કર્યું, કે "રાજાને માત્ર મૂર્ચ્છા થયેલી છે, અને આશા છે કે તેઓ થોડા વખતમાં સાજા થશે. દરમિયાન તેની આજ્ઞા છે, કે સર્વિયસ ટલિયસ તેના પ્રતિનિધિ તરીકે કામ કરે." પછી જ્યારે રાજાનું મૃત્યુ વધારે વાર છુપાવી શકાયું નહીં, ત્યારે તેની સત્તા એટલી જામી ગઇ હતી, કે એંકસના પુત્રો નિરાશ થઇ દેશ છોડી ચાલ્યા ગયા. નવા

રાજાએ પોતાનો અધિકાર સ્થિર કરવાને માજી રાજાના પુત્રો લૂશિયસ અને એરન્સની સાથે પોતાની દીકરીઓને પરણાવી. પછી સર્વિયસ ટલિયસે ઘણાં ઉપયોગી કામ કર્યાં, અને બહુ લોકપ્રિય થયો.

હવે ટાર્ક્વિનિયસ પ્રિસ્કસના બે પુત્રો, કે જેઓ રાજાની બે દીકરીઓને પરણ્યા હતા, તેઓ બહુ વિરુદ્ધ સ્વભાવના હતા. મોટો લૂશિયસ અભિમાની તથા મહત્ત્વાકાંક્ષી, પણ એરન્સ કોમલ સ્વભાવનો હતો. તેમની વહુઓ પણ તેવી જ અસમાન હતી; લૂશિયસની વહુ કોમલ તથા વિનીત, પણ એરન્સની વહુ ટલિયા મહત્ત્વાકાંક્ષી અને મગરૂર હતી. તે પોતાના પતિને તથા બહેનને તુચ્છ ગણતી; અને બનેવીને હમેશાં વખાણતી. એવું બન્યું, કે પ્રથમ લૂશિયસની વહુ મરી ગઈ. થોડા વખત પછી એરન્સ મરી ગયો; તથા ટલિયા લૂશિયસ ટાર્ક્વિનિયસને પરણી; અને દિવસરાત તેને ઉશ્કેરવા લાગી. એટલે ટાર્ક્વિનિયસે સેનેટરોમાં પોતાના પક્ષની એક 'પાર્ટી' કરી. છેવટે એક દિવસ હથિયારબન્ધ માણસોને લઇને તે સભાસ્થાનમાં ગયો, અને તખ્ત ઉપર બેસીને રાજા ટાર્ક્વિનિયસના નામથી સેનેટરોને બોલાવવાનો ઢંઢેરો પીટાવ્યો. તેઓ આવ્યા ત્યારે તેમની આગળ તે સર્વિયસની વિરુદ્ધ અતિશય બોલવા લાગ્યો. વૃદ્ધ રાજા વાત સાંભળીને ત્યાં આવી પહોંચ્યો, એટલે ટાર્ક્વિનિયસે પોતાના સસરાને પકડીને સીડીને મથાળેથી નીચે સુધી પછ. [illegible] તે પોતાના પરિજનોથી ત્યજાયેલો ત્રાસથી અધમુ[illegible] ઘેર જતો

હતો, ત્યાં ખૂનીઓએ તેને પકડીને મારી નાખ્યો. દરમિયાન ટલિયા પોતાના પતિને મુબારકબાદી આપવાને તથા તેને રાજા તરીકે સલામ કરવાને સભાસ્થાનમાં આવી પહોંચી; અને જેવી તે ઘર તરફ પાછી વળતી હતી, તેવામાં સારથીએ રાજાનું શબ જોઇને ત્રાસ થવાથી રથ ઉભો રાખ્યો. પણ પેલીએ આજ્ઞા આપી, કે "ચલાવ"; અને આ પ્રમાણે પોતાના પિતાના રુધિરથી ખરડાયેલી તે ઘેર આવી. પછી એવા ત્રાસદાયક બનાવથી બગડેલા રસ્તાને "શાપિત શેરી"નું નામ મળ્યું હતું.

ટાર્કિવનિયસ સુપર્બસ એટલે "અભિમાની"નું ઉપનામ ધારણ કરીને રાજ્ય કરવા લાગ્યો. તેણે ટારપીઅનની ટેકરી ઉપર એક ભવ્ય દેવાલય બંધાવવું શરૂ કર્યું, ત્યાં એક વાર એવું બન્યું, કે એક સર્પ આવી ચડયો, અને તે આહુતિઓ આપતો હતો તે ખાઇ ગયો. આ અપશકુનથી ભીતિ પામીને રાજાએ ગ્રીસમાં ડેલ્ફીની દેવવાણીને પ્રશ્ન કરવા માટે પોતાના ટાઇટસ તથા એરન્સ નામના બે પુત્રોને તથા જૂનિયસ નામે એક ભાણેજને મોકલ્યા. એ ભાણેજ પોતાના મામાને અદેખાઇ ન થાય તે માટે મન્દબુદ્ધિ હોવાનો દેખાવ રાખતો હતો; અને તેટલા માટે બ્રૂટસ એટલે "જડ"ના ઉપનામથી ઓળખાતો. કાસ થઇ રહ્યા પછી તેમણે દેવવાણીને પૂછ્યું, કે "અમારામાંથી કોને સર્વોપરિ અધિકાર મળશે?" સારે તે દેવવાણીએ જવાબ આપ્યો, કે "જે પોતાની માતાને પહેલું ચુમ્બન કરશે તેને." પછી રાજા

ટાર્કિવનના બે પુત્રોએ ઘેર જઈને પહેલું ચુમ્બન કોણે લેવું તે ઠરાવવાને ચિઠ્ઠીઓ નાખવાનો નિશ્ચય કર્યો. પણ બ્રૂટસ દેવવાણીનો જૂદો આશય સમજી જઈને જાણે ઠોકર વાગી હોય તેમ જમીન પર પડયો; અને પૃથ્વીને જ બધા નશ્વર પદાર્થોની સાચી માતા માનીને તેણે ચુમ્બન આપ્યું.

જ્યારે ટાર્કિવનના પુત્રો બ્રૂટસ સહિત પાછા આવ્યા, ત્યારે રાજા એક જગ્યાને ઘેરો ઘાલી પડયો હતો. ઘેરો રહ્યો તે દરમિયાન તરુણો રાત્રે દારૂ પીતા, અને ઉન્મત્ત થતા. એક રાત્રે રાજાના ત્રીજા દીકરા સેક્સટસે મિજબાની આપી હતી, તેમાં ઇજીરિયસનો પુત્ર કોલ્લેટિનસ, જે કોલ્લેટિયાનો ગવર્નર નિમાયો હતો, તે હાજર હતો. પછી સૌ પોતપોતાની પત્નીઓની લાયકી સમ્બન્ધી વિવાદ કરવા લાગ્યા; અને જ્યારે દરેક એમ બોલ્યો, કે "મારી પોતાની પત્ની સૌથી લાયક છે," ત્યારે કોલ્લેટિનસે કહ્યું, કે "ગૃહસ્થો, ચાલો આપણે ઘોડે ચડી જઈએ, અને આપણી પત્નીઓ શું કરે છે તે જોઈએ; તેમને આપણા આવવાની ધારણા નથી, એટલે આપણે સત્ય જાણી શકીશું." એટલે તેઓ ઘોડા દોડાવતા ત્વરાથી રોમ પહોંચ્યા; અને ત્યાં તેમને બીજા બધાની પત્નીઓ ખાનપાનમાં મસ્ત માલુમ પડી. પણ જયારે તેઓ કોલ્લેટિયા પહોંચ્યા, ત્યારે કોલ્લેટિયસની પત્ની લુક્રેશિયાને તેમણે બીજીઓની માફક રમતગમતમાં નહીં, પણ પોતાની દાસીઓની વચ્ચે ઊન કાંતવાનું અને વણવાનું કામ કરતી દીઠી. પછી બધાએ કબૂલ કર્યું, કે "લુક્રેશિયા સૌથી લાયક છે."

હવે લુક્રેશિયા સ્પૂરિયસ લુક્રેશિયસ નામે એક રોમન અમીરની દીકરી હતી, અને એ અમીર નગરનો રક્ષક હતો; કારણકે રિવાજ એવો હતો, કે રાજાઓ જ્યારે લડાઇ ઉપર જાય, ત્યારે પોતાની ગેરહાજરીમાં નગરનું રક્ષણ કરવાને એક મુખ્ય માણસને મૂકતા જાય.

પણ એવું બન્યું કે રાજપુત્ર સેક્સટસે જ્યારે સુન્દર લુક્રેશિયાને દીઠી, ત્યારે તેને વ્યભિચારની ઇચ્છા થઇ; એટલે થોડા દહાડા પછી તે ફરી કોલ્લેટિયા આવ્યો, અને લુક્રેશિયાએ પોતાના પતિના સમ્બન્ધી તથા મિત્ર તરીકે તેની સરભરા કરી. પણ મધ્યરાત્રિએ તે ચોરપગલે તેના શયનગૃહમાં આવ્યો; અને જમણા હાથમાં એક તલવાર રાખી ડાબો હાથ તેની છાતી પર મૂકી બોલ્યો, કે "મારી ઇચ્છાને તાબે થા, નહીંતો હું તને અને તારી પાસે એક ગુલામને કાપી નાખીશ, અને એમ જાહેર કરીશ, કે તમને મેં વ્યભિચારમાં પકડ્યાં." એટલે ભીતિથી જે કદાપિ ડગત નહીં તે લજ્જાને અધીન થઇ; અને સેક્સટસ આ શરમનું કર્મ કરીને છાવણીએ પાછો ગયો.

તરત લુક્રેશિયાએ પોતાના પિતાને અને પતિને કાસદો મોકલી બોલાવ્યા. તેઓ ત્વરાથી આવ્યા. લુક્રેશિયસની સાથે વેલેરિયસ તથા કોલ્લેટિનસની સાથે જૂનિયસ બ્રૂટસ આવ્યા. તેમણે અન્દર આવીને ખબર પૂછી. લુક્રેશિયા બધી વાત કહીને બોલી, કે "પણ શરમ માત્ર મારા

શરીરે સહન કરી છે, કારણકે મારી ઇચ્છાની એમાં સંમતિ નહોતી. તેટલા માટે તે દુષ્ટ સેક્સટસ ઉપર મારૂં વૈર લેજો. પણ જોકે મારા હૃદયે પાપ કર્યું નથી, તથાપિ મારાથી હવે જીવાય નહીં. લુક્રેશિયા અશુદ્ધિમાં જીવવાનું દૃષ્ટાન્ત આપશે નહીં." આટલું બોલી તેણે છરી કાઢી, અને પોતાના હૃદયમાં ભોંકી દીધી.

તેનો પિતા અને પતિ એ જોઇને આક્રન્દ કરવા લાગ્યા; પણ બ્રૂટસે છરી જખમમાંથી ખેંચી લીધી, અને ઊંચી કરીને કહ્યું, કે "આ પવિત્ર રુધિરના કસમ ખાઇને હું દેવોની આગળ પ્રતિજ્ઞા કરૂં છું, કે અભિમાની ટાર્કિવનિયસ અને તેના ખૂની કુટુમ્બની પાછળ હું આગ, તલવાર, અને જે બનશે તે સાધન લઇને પડીશ; અને તેઓ કે બીજા કોઇ હવે પછી રોમના રાજા થશે નહીં." પછી તેણે કોલ્લેટિનસ, લુક્રેશિયસ તથા વેલેરિયસને તે છરી આપી, અને જડ જૂનિયસના મ્હોમાંથી એવા શબ્દો સાંભળતાં આશ્ચર્ય પામતાં તે બધાએ પણ તેવા સોગન ખાધા. પછી તરત તેઓ રોમ ગયા, અને ત્યાં લોકોની સભા મેળવી એવો ઠરાવ કરાવ્યો, કે ટાર્કિવનોને દેશનિકાલ કરવા, તથા રાજાનું પદ હમેશાંને માટે કાઢી નાખવું. જ્યારે રાજા નગરની પાસે આવ્યો, ત્યારે તેણે દરવાજા પોતાની સામે બન્ધ કરેલા દીઠા. તે રોમ તરફ મુસાફરી કરતો હતો, તે દરમિયાન બ્રૂટસે છાવણીમાં જઇને લશ્કરમાં બળવો જગાડયો હતો; એટલે રાજાને પોતાની પત્ની અને પુત્રો

સાથે દેશવટે ગયા વગર બીજો માર્ગ રહ્યો નહીં. પચીશ વર્ષ રાજ્ય કર્યા પછી ટાર્કિનિયસ દેશનિકાલ થયો; તથા બ્રૂટસે લોકો પાસે સોગન લેવરાવ્યા, કે "હવે ફરીને કદાપિ રોમમાં રાજાઓ થવા દેવા નહીં."

દેશનિકાલ થયા પછી રાજા ટાર્કિને રોમમાં એલચી મોકલ્યા, અને કહાવ્યું, કે "મારી મિલકત મને સુપ્રત થવી જોઇએ"; અને સેનેટે ઠરાવ કર્યો, કે તેની અરજ મંજૂર રાખવી. પણ એ એલચીઓએ થોડાએક માણસોને ઉશ્કેરીને રાજાને પાછો લાવવા કાવતરૂં રચ્યું. કાવતરાખોરોમાં બ્રૂટસ, કે જે કોન્સલ નિમાયો હતો, તેના ટાઇટસ અને ટાઇબીરિયસ નામે બે પુત્રો હતા; અને તેમણે રાજાના એલચીઓને પત્રો આપેલા. પણ એવું બન્યું, કે કોઇક ગુલામને એ વાતની ખબર પડી. અને તેણે જઇને એ કોન્સલોને જાહેર કરી; જેથી એલચીઓને કાગળો સુદ્ધાં પકડવામાં આવ્યા. ગુનેહગારો તરત કેદ થયા; પણ એલચીઓને રિવાજ પ્રમાણે છોડી દેવામાં આવ્યા, અને રાજા ટાર્કિનની મિલકત લોકોમાં લૂટાઇ ગઇ.

પછી ગુનેહગારોની તપાસ ચાલી, અને એ દેખાવથી બધા જોનારાઓ પિગળી ગયા; કારણકે તેમાં રોમના વિમોક્ષક બ્રૂટસના પોતાના પુત્રો હતા. અને હવે બ્રૂટસ પોતાના દેશને કેવો ચાહતો હતો તે બધાના જોવામાં આવ્યું; કારણકે તેણે હુકમ આપ્યો, કે "બધા દ્રોહીઓનો અને પ્રથમ મારા પુત્રોનો શિરચ્છેદ કરવો." કોન્સલ તરીકેની

ફરજ અને પિતા તરીકેની લાગણીઓનું મન્થન લોકો તેના ચહેરામાં જોઇ શકતા હતા. અને જોકે બધા તેની તારીફ કરતા હતા, તોપણ બધાને દયા વધારે લાગતી હતી.

પછી ટાર્ક્વિને ટાર્ક્વિનિઆઇ અને વીઆઇના લોકોને પક્ષમાં લઇ રોમ ઉપર ચડાઇ કરી. લડાઇ થઇ તેમાં કોન્સલ બ્રૂટસ મરાયો; પણ રોમનો વિજયી થયા.

છેવટે ટાર્ક્વિને ક્લૂઝિયમના લાર્સ પોર્સેનાની મદદ માગી; અને તે મોટું લશ્કર લઇને રોમ ઉપર ચડી આવ્યો. તે એટલી ત્વરાથી આવ્યો, કે પૂલનો નાશ થઇ શકે તે પહેલાં તે તેની પાસે પહોંચ્યો; અને જો તે ઓળંગવા પામ્યો હોત, તો શહેર પાયમાલ થાત. ત્યારે હોરેશિયસ કરીને એક એકાક્ષ પણ કુલીન રોમન લાર્શિયસ અને હાર્મિનિયસ નામે બે મિત્રોને લઇને પૂલને બીજે છેડે ગયો; અને પાછળથી રોમનો કાપતા હતા, તે દરમિયાન સામેની આખી સેનાને તેમણે રોકી રાખી. જ્યારે પૂલ લગભગ કપાઇ રહ્યો, ત્યારે તેના બે મિત્રો પાછા ગયા; પણ હોરે-શિયસ દુશ્મનોના દલ સામે એકલો ઉભો રહ્યો. પૂલનાં બધાં પાટિયાં નદીમાં પડી રહ્યાં, ત્યાં સુધી તે પોતાના સ્થાનકે થોભ્યો; અને પછી "પિતા ટાઇબર, હું તને પ્રાર્થના કરૂં છું કે મને ધારી અને તારી લે," એમ બોલીને તે નદીમાં પડ્યો. ઘવાયેલો અને બખ્તર તથા હથિયારોના ભારથી હેરાન છતાં તે સલામતીમાં કિનારે પહોંચ્યો.

રોમનોએ તેને ઘણું માન આપ્યું, તથા તેની પ્રતિમા જાહેર જગ્યાએ મૂકાવી; અને એક દિવસમાં હળ ફેરવી શકે તેટલી જમીન તેને બક્ષીસ આપવામાં આવી.

લોર્ડ મેકોલેએ હોરેશિયસના પરાક્રમની આટલી કથાને વિસ્તારીને એક ન્હાનું સરખું કાવ્ય લખ્યું છે; જેમાંથી થોડાએક ભાગ અહીં ગાયનમાં ઉતારવામાં આવ્યા છે. ગાયનોના વિષયો નીચે પ્રમાણે છે:—

પૃષ્ઠ ૯—પહેલા ગાયનમાં લાર્સ પોર્સેનાએ ટાર્ક્વિનને મદદ આપવાના કસમ લીધા, અને પોતાના સૈન્યને બોલાવ્યું, અને તે આવ્યું, તેની વાત છે.

પૃષ્ઠ ૧૦—બીજા ગાયનમાં સૌ યુવાન રણમાં ચડતાં મૃગો, જલચરો, તરુઓ વગેરેની સ્થિતિનો વૃત્તાન્ત છે.

પૃષ્ઠ ૧૩, ૧૭—ત્રીજા તથા ચોથા ગાયનમાં સેનાનું વર્ણન છે.

પૃષ્ઠ ૨૧—પાંચમા ગાયનમાં કોન્સલના સચિન્ત કુતુહલના ઉદ્‌ગારો છે.

પૃષ્ઠ ૨૪—છઠ્ઠા ગાયનમાં સેક્સટસને દૂરથી જોતાં રોમન સ્રીઓનાં શાપનાં વચન છે.

પૃષ્ઠ ૨૮—સાતમા ગાયનમાં કૉન્સલની વધતી જતી ચિન્તાના ઉદ્ગારો છે.

પૃષ્ઠ ૩૩—આઠમા ગાયનમાં હોરેશિયસની વીરહાક છે.

પૃષ્ઠ ૩૭—નવમા ગાયનમાં હોરેશિયસ કૉન્સલને ઉપાય બતાવે છે, તેનાં વચન છે.

પૃષ્ઠ ૪૦—દશમા ગાયનમાં પ્રાચીન રોમનોના ગુણો-ની સ્તુતિ છે.

પૃષ્ઠ ૪૫—અગિયારમા ગાયનમાં ગાયકના વખતના રોમના અધઃપાતનો વિલાપ છે.

પૃષ્ઠ ૪૯—બારમા ગાયનમાં ફરી સેનાનું વર્ણન છે.

પૃષ્ઠ ૫૩—તેરમા ગાયનમાં હોરેશિયસે લૌસુલસ નામના એક ચાંચિયાને માર્યો, તે પ્રસંગનાં વચન છે.

પૃષ્ઠ ૫૭—ચૌદમા ગાયનમાં લૂનાનો ઠાકોર એસ્ટર દમામથી હોરેશિયસની સામે ચાલ્યો, તે પ્રસંગનાં તેનાં વચનો વગેરેની વાત છે.

પૃષ્ઠ ૬૨—પન્દરમા ગાયનમાં હોરેશિયસે એસ્ટરને માર્યો, તે પ્રસંગનાં વચનો છે.

પૃષ્ઠ ૬૬—સોળમા ગાયનમાં હોરેશિયસની ટાઇબરને પ્રાર્થના છે.

પૃષ્ઠ ૭૦—સત્તરમા ગાયનમાં હોરેશિયસના તરવાનું વર્ણન છે.

પૃષ્ઠ ૭૪—અઢારમા ગાયનમાં હોરેશિયસ કાંઠે આવે છે, અને રોમનો તેનો સત્કાર કરે છે, તેની વાત છે.

પૃષ્ઠ ૭૭—ઓગણીશમા ગાયનમાં આશીર્વચન છે.



# નોટેશનની સૂચના.

**નોટેશન.**—માત્ર જોઇને ગાવું અથવા વગાડવું તેને માટે નિશાનીઓથી બનેલા એક ધોરણને નોટેશન કહી શકાય.

ગાવા અથવા વગાડવામાં મુખ્ય સ્વર અને કાળની અગત્ય છે, જેમકે હારમોનિયમમાં આપણે કોઇ ગાયન વગાડીએ તો ગાયનના શબ્દો વગાડતા નથી, પણ શબ્દોમાં આવતા ઉંચા નીચા સ્વરને તેની ગતિ પ્રમાણે વગાડીએ છીએ, તેથી નોટેશનમાં પ્રથમ સ્વર અને કાળની નિશા-નીઓની જરૂર છે.

આજ સુધી અમારા તરફથી બહાર પડેલ પુસ્તકોમાંના ગાયનોના નોટેશનમાં ત્રણ શાહી વાપરવામાં આવી છે, જે સર્વ વાચકોના લક્ષમાં હશેજ; પણ શીખનારને કેટલીક સરલતા પડવાના હેતુથી આ પુસ્તકમાં માત્ર 'લાલ અને કાળી' બેજ શાહીથી કામ લેવામાં આવ્યું છે, જે પ્રિય વાચકોને ખુલ્લી રીતે દેખાઈ આવે તેમ છે.

**સ્વર.**—ગાવા અથવા વગાડવામાં કામ લાગે એવા મુખ્ય સ્વર સાત છે, જેને શુદ્ધ સ્વર કહે છે. તેને અનુક્રમે

સા, રી, ગ, મ, પ, ધ, ની એવા નામથી ઓળખીએ છીએ. આ સાત શુદ્ધ સ્વરને કોઈપણ નિશાની આપવામાં આવશે નહીં.

તે સિવાય એના પેટા સ્વર પાંચ છે. જેમાંના ચાર કોમળ અને એક તીવ્ર છે. સાત શુદ્ધ સ્વરમાં "સા" અને "પ" તે બે સ્વર અચળ છે, એટલે તેનું તીવ્ર કોમળ રૂપ થઇ શકતું નથી; અને બીજા પાંચ સ્વર ચલિત છે, એટલે તેનું ધ્વનિમાં ભિન્નપણું થાય છે. પાંચ ચલિત સ્વરોમાં રી, ગ, ધ, ની, તે ચાર સ્વરો કોમળ થઇ શકે છે, અને તે કોમળ સ્વરની ઓળખાણ માટે તે સ્વર પાસે ઇંગ્રેજી (f) 'એફ્' અક્ષરનું કાળી શાહીથી નિશાન મૂકવામાં આવશે, જેમકે રીf, ગf, ધf, નીf.

બાકી રહેલો ચલિત એક સ્વર—એટલે મધ્યમ સ્વર તીવ્ર થઇ શકે છે, કોમળ થઇ શકતો નથી, કારણકે જે શુદ્ધ મધ્યમ છે તેજ કોમળ છે; માટે આવા તીવ્ર સ્વરની પાસે ઇંગ્રેજી (s) 'એસ' અક્ષરનું કાળી શાહીથી ચિહ્ન કરવામાં આવશે, જેમકે મs.

સપ્તક.—ચાર કોમળ, એક તીવ્ર અને સાત શુદ્ધ સ્વર મળી બાર સ્વરોના સમૂહને એક 'સપ્તક' કહે છે. ગાવા અથવા વગાડવામાં ઘણું કરી આવાં ત્રણ સપ્તકોની જરૂર હોય છે, જેને મંદ, મધ્ય, અને તાર સપ્તક કહે છે. એમાં મધ્ય સપ્તકના કોઇ સ્વરને કાંઇપણ નિશાન આપવામાં આવશે નહીં,

અને મધ્ય સપ્તકથી ઉતરતા એક સપ્તકના દરેક સ્વરને એટલે મંદ્ર સપ્તકના સ્વરો નીચે લાલ શાહીથી (,) આવું ચિહ્ન મૂકવામાં આવશે, જેમકે ની, ધ, પ, મ, ગ, રી.

મધ્ય સપ્તકથી એક સપ્તક ચઢતા દરેક સ્વરને એટલે તાર સપ્તકના દરેક સ્વરની ઉપર (') આવું નિશાન લાલ શાહીથી મૂકવામાં આવશે, જેમકે સા', રી', ગ', મ', વગેરે.

ઉપર બતાવેલ બાર સ્વરોમાંથી હરકોઇ જે સ્વરો નોટેશનમાં ગોઠવાયેલા હોય છે, તે અમુક કાળની ગતિના પ્રમાણમાં હોય છે. આ પ્રમાણ મુખ્ય (૬) છે. તેઓનાં નામ :— ૧ કાકપદ, ૨ દ્વિગુરુ, ૩ ગુરુ, ૪ લઘુ, ૫ દ્રુત, ૬ અનદ્રુત અથવા વિરામ. આ પ્રમાણોનો હિસાબ એમ છે કે, એક કાકપદના બે દ્વિગુરુ થાયછે, તેમ એક દ્વિગુરુના બે ગુરુ, એક ગુરુના બે લઘુ, એક લઘુના બે દ્રુત, અને એક દ્રુતના બે અનદ્રુત થાયછે.

ઉપર કહેલાં પ્રમાણોનું બંધારણ માત્રા ઉપર રહેલું છે. સામાન્ય રીતે લઘુની એક માત્રા ગણાય છે, તો ગુરુની બે, દ્વિગુરુની ચાર, કાકપદની આઠ, દ્રુતની અડધી અને અનદ્રુત— એટલે વિરામની પા માત્રા થાય છે. નોટેશનમાં દ્રુતની નિશાની ( , ) આવી રાખવામાં આવી છે, અને અનદ્રુતની નિશાની ( ' ) આવી રાખવામાં આવી છે.

એક લઘુ સ્વરમાં સરખા ભાગે બે સ્વરો હશે, એટલે અડધી અડધી માત્રાના બે સ્વરો હશે, તો તે બે સ્વરો વચ્ચે

કોમાનું એકજ ચિહ્ન મૂકવામાં આવશે, જેમકે સા, રીઃ ગ, મ : વગેરે.

એક લઘુ સ્વરમાં સરખા ભાગે ચાર સ્વરો હશે—એટલે પા પા માત્રા સુધી સ્વરો લંબાવવાના હશે—તો તેમાંના દરેક સ્વર પાસે (,) આવું ચિહ્ન મૂકવામાં આવશે, જેમકે સા, રી, ગ, મ, : વગેરે.

એક દ્રુત અને એક અનદ્રુત મળી એક દ્રુતવિરામ એટલે પોણી માત્રા થાય છે, તેનું ચિહ્ન (;) આવું રાખવામાં આવ્યું છે.

એક લઘુ અને એક અનદ્રુત મળી લઘુવિરામ—એટલે સવા માત્રા થાય છે; તેમ એક લઘુ અને એક દ્રુત મળી લઘુદ્રુત એટલે દોઢ માત્રા થાય છે; એક લઘુ, એક દ્રુત, અને એક અનદ્રુત મળી એક લઘુદ્રુતવિરામ—એટલે પોણીબે માત્રા થાય છે. એવી રીતે પા પા માત્રા ચઢતાં ચઢતાં છેવટ કાકપદ સુધી થઇ શકે છે, તેઓને મિશ્રાંગ કહેછે, જેની નિશાનીઓ આગળ સમજાવવામાં આવશે.

તાલ.—આવાં કાળનાં પ્રમાણો નિયમિત આવવાથી તાલ થાય છે. તે વિષે સંસ્કૃત કોષકાર અમરસિંહ કહે છે કે "ताल: कालक्रियामान:" "કાળની ક્રિયાનું માન—એટલે માપ તેનું નામ તાલ." તાલનું બંધારણ માત્રાઓ ઉપર રહેલું છે. કોઇ તાલમાં ચાર તો કોઇ તાલમાં પાંચ, કોઇમાં છ તો કોઇમાં સાત આઠ વગેરે માત્રા આવે છે, જેમકે ત્રિતાલ આઠ માત્રા-

નો તાલ છે, તેમ સૂલ્ફાગ, ઝંપક વગેરે દશ માત્રાના તાલ છે, અને ધ્રુવપદ બાર માત્રાનો છે, વગેરે.

માત્રાનું પ્રમાણ તન્દુરસ્ત મનુષ્યની નાડીના વેગ સરખું છે. જેટલા વેગે નાડી વહે છે, તેટલા વેગના પ્રમાણને એક લઘુ અથવા માત્રા કહે છે. તેને નોટેશનમાં ( : : ) આવા ચિહ્નથી દર્શાવવામાં આવ્યું છે.

**આવૃત અને સમ.**—અમુક તાલમાં આવતી માત્રાઓ જ્યારે પૂરી થઇ રહે છે, ત્યારે તેનું એક આવૃત્ત થયું એમ કહેવાય છે. આવા એક આવૃત્તમાં નિયમિતપણે બે, ત્રણ, ચાર, વગેરે તાલના ઠપકા આવેછે તેને ગ્રહ કહે છે. જેમકે ત્રિતાલમાં આઠ અથવા સોળ માત્રા આવે છે તેમાં ચાર ચાર માત્રાના અંતરે ત્રણ તાલના ઠપકા દેવાય છે, અને એક ખાલી[1] દેવાય છે, તેમાં પણ ચાર માત્રાનો અવકાશ રહેલો છે. આવી રીતે ત્રિતાલની સોળ માત્રાઓને સરખા ચાર ભાગે વેંહુચેલી છે. ત્રણ ઠપકામાં બીજા ઠપકા ઉપર તેની સમ[2] છે.

ઉપર બતાવેલ પ્રમાણે ત્રિતાલના ત્રણ તાલ દેવાય છે. તે ઠપકાઓનું પ્રમાણ દેખાડવા માટે ગાયનના નોટેશનની શરૂઆતમાં $\frac{૧૬}{૪:૮:૪}$ આ પ્રમાણે લખવામાં આવશે, જેથી આ ગાયન કયા તાલમાં છે તે પ્રથમજ જણાઇ આવે.

---

૧ ખાલી એટલે હાથ ઉલટો કરી તાલની જગ્યા બતાવવી તે.

૨ સમ એટલે તાલનું ઉત્પત્તિસ્થાન અથવા જે ઠેકાણે કુદરતી રીતે માણસનું મન ખેંચાઇ માથું નમાવાય છે તે.

સૂલ્ફાગની દશ માત્રાઓ ચાર, બે, ચારના પ્રમાણમાં વેહેં-ચાયેલી છે, જે $\frac{10}{4:2:4}$ આવા અંકચિહ્નથી દર્શાવવામાં આવશે.

એવી રીતે નોટેશનની શરૂઆતમાં જ્યાં આગળ આવા ગમે તે આંકડા લખેલા હોય તે પરથી તે તાલનું રૂપ સમજી લેવું, તેમાં પહેલા આંકડા ઉપર 'સમ' સમજવી.

હવે જેવી રીતે અમુક તાલના એક આવૃત્તની માત્રાઓના વિભાગ પડેલા હશે, તેવીજ રીતે નોટેશનમાં પણ ( | ) આવી ઉભી લીટીથી વિભાગ પાડવામાં આવશે. આ ઉભી લીટી સ્તંભના નામથી ઓળખાય છે. એક સ્તંભથી બીજા સ્તંભની અંદર એટલે એક ઠપકાથી બીજા ઠપકાની અંદર જેટલી માત્રાઓ આવતી હશે તેટલીજ માત્રાઓનાં ખાનાં ( : : ) આવાં પોઇંટથી જૂદાં પાડી દેખાડવામાં આવશે, જેમકે ત્રિતાલમાં ખાલી સહિત ચાર ચાર માત્રાના અંતરે ચાર સ્તંભ આવી શકે છે તો તેને નીચે મુજબ દર્શાવવામાં આવશે :—

: : : | : : : | : : : | : : : |

વળી દરેક સ્તંભના પહેલા ખાના ઉપર આવતા તાલના ઠપકાઓનાં ચિહ્ન લાલ શાહીથી (–) આવી રીતે કરવામાં આવશે, અને (–) આવી આડી લીટી ઉપર જે ઠેકાણે (∸) આ પ્રમાણે પોઇંટ મૂકેલું હોય તેને સમનો ઠપકો સમજવો, અને જે ઠેકાણે (૦) આવું શૂન્ય કરેલું હોય ત્યાં ખાલી છે એમ સમ-

જો લઘુવિરામ એટલે સવા માત્રા સુધી સ્વર લંબાવવાનો હશે, તો તેને આ પ્રમાણે દર્શાવવામાં આવશે, જેમકે—

| સાઃ ; રી ; | ગ ; મ ; | વગેરે.

દોઢ માત્રા સુધી એટલે લઘુદ્રુત સુધી સ્વર લંબાવવાનો હશે, તો તે નીચે પ્રમાણે :—

| સાઃ ; રી, | ગઃ ; મ, | પઃ ; ધ, | નીઃ ; સાં, | વગેરે.

પોણી બે માત્રા એટલે લઘુદ્રુતવિરામના પ્રમાણમાં સ્વર લંબાવવાનો હશે, તો તે નીચે પ્રમાણે :—

| સાઃ ; રી , | ગઃ ; મ , | વગેરે.

ગુરુના પ્રમાણમાં એટલે બે માત્રા સુધી સ્વર લંબાવવાનો હશે, તો તે નીચે પ્રમાણે :—

| સા : — : રી — : | ગ : — : મ : — | વગેરે.

પ્લુતના પ્રમાણમાં એટલે ત્રણ માત્રા સુધી સ્વર લંબાવવાનો હશે, તો તે નીચે પ્રમાણે :—

| સા : — : — | રી : — : — | ગ : — : — |

| મ : — : — — વગેરે.

તેમજ ચાર, પાંચ, છ, ઇત્યાદિ કાકપદ સુધી અથવા તેથી પણ વધારે માત્રા સુધી તાણવાના સ્વરો હશે, તો તેને તેટલાં ખાનામાં આડી લીટી દોરી સમજાવવામાં આવેલું છે, જેમકે—

| સાં : — : — : — | રી : — : — : — | — : ગ : — : — |

| — : — : — : મ — | વગેરે.

કેટલાંક ગાયનોમાં અમુક કાળના પ્રમાણ સુધી ચૂપ રહેવાનું હોય છે, જેને ઇંગ્રેજીમાં (રેસ્ટ) કહે છે, તેને માટે તે કાળના પ્રમાણમાં સ્વરો નહીં લખતાં ખાસ જેટલા ટાઇમનો રેસ્ટ હશે તેટલા વખતનું માત્ર ચિહ્ન મૂકવામાં આવશે, જેમકે પા માત્રાનો રેસ્ટ હશે તો તેને આવી રીતે બતાવવામાં આવશે :—

| ,સા ; : રી ; , | વગેરે.

આમાં પહેલી માત્રાના ખાનામાં પ્રથમ પા માત્રા સુધી ચૂપ રહી 'સા' ને પોણી માત્રા સુધી લંબાવવાનો છે તથા બીજા ખાનામાં પ્રથમ 'રી' નો પોણી માત્રા સુધી ઉચ્ચાર કરી પછી પા માત્રા સુધી ચૂપ રહેવાનું છે.

અડધી માત્રાનો રેસ્ટ હશે તો તે નીચે મુજબ :—

| ,સા, : રી, , | વગેરે.

પોણી માત્રાનો રેસ્ટ હશે તો તે નીચે મુજબ:—

| ઽ સા , : સા , ઽ વગેરે.

જો એક માત્રાનો રેસ્ટ હશે તો તે નીચે મુજબ:—

| :સા | રી : | વગેરે.

બે માત્રાનો રેસ્ટ હશે તો તે નીચે પ્રમાણે:—

| : :સા : રી | ગ : મ : — : | વગેરે.

આ પ્રમાણે જેટલી માત્રાના રેસ્ટ હશે તે પ્રમાણે તેનાં ચિહ્નથી દર્શાવવામાં આવશે.

કાળ.—સર્વ તાલની માત્રા એક સરખી રીતે ગણાતી નથી, કોઇમાં ઉતાવળથી તો કોઇમાં ધીમેથી ગણવી પડે છે—એટલે તેના કાળની ગતિ પ્રમાણે ગણવામાં આવે છે. કાળ મુખ્ય ત્રણ પ્રકારના છે:—૧ વિલંબકાળ, ૨ મધ્યકાળ, ૩ દ્રુતકાળ.

વિલંબકાળમાં ઘણી ધીમી લય રાખવી પડે છે—એટલે તેની માત્રા પણ ધીમે ગણાય છે. મધ્યકાળમાં વિલંબકાળ કરતાં ઉતાવળી લય રાખવી પડે છે, એટલે તેની માત્રા વિલંબકાળ કરતાં ઉતાવળથી ગણવી પડે છે. અને દ્રુતકાળમાં મધ્યકાળ કરતાં પણ ઉતાવળી લય રાખવી પડે છે—એટલે તેની માત્રા પણ ઘણી ત્વરાથી ગણવી પડે છે.

તે સિવાય બીજા બે કાળ છે, જેને મધ્યવિલંબિતકાળ અને મધ્યદ્રુતકાળ કરી કહે છે. વિલંબિતકાળ અને મધ્ય-

કાળની વચ્ચેનો કાળ તે મધ્યવિલંબિતકાળ કહેવાય, અને મધ્યકાળ અને દ્રુતકાળની વચ્ચેનો કાળ તે મધ્યદ્રુતકાળ કહેવાય.

જે ગાયનમાં જેવો કાળ રાખવાનો હશે તે દરેક ગાયનને મથાળે લખવામાં આવશે.

વળી કોઈ ગાયનનો અમુક ભાગ બે વખત લેવો પડે છે, ત્યાં બે વખત લેવા માટે ( ‖ ) આવી ઉભી બે લીટી કરવામાં આવશે, તે નીચે પ્રમાણે:—

| સા : રી : ગ : મ | પ : ધ : ની : સાં ‖ વગેરે.

કયે ઠેકાણેથી બે વખત બોલવાનું છે તેને માટે જે ઠેકાણેથી બીજી વખત બોલવાનું હશે તે ઠેકાણે અને બે ઉભી લીટી નીચે પણ ( + ) આવી લાલ શાહીની ચોકડી કરવામાં આવશે, જેમકે—

| સા : રી : ગ : મ | પ : ધ : ની સાં ‖
  +                                  +

ગાયનનો ભાગ બીજી વખત બોલતાં તેના પ્રથમ વખત બોલેલા સ્વરોમાંથી કેટલાક સ્વરો મૂકી દેવા પડે છે તો તેને માટે આ પ્રમાણે નિશાની રાખવામાં આવી છે, જેમકે—

| | ૧—વ૰ | ૨—વ૰ | |
|---|---|---|---|
| સા : રી : ગ : મ | પ : ધ : ની સાં | પ : મ : ગ : રી | વગેરે. |
| + | + | | |

આમાં સા, રી, ગ, મ, પ, ધ, ની, સાં, એટલા સ્વરો બે વખત બોલવાના છે, પણ તેમાં બીજી વખત બોલતાં સા, રી, ગ, મ એટલા સ્વર લઈ પ, ધ, ની, સાં, એ ચાર સ્વર છોડી દઈ તે જગ્યોએ પ, મ, ગ, રી, એ ચાર સ્વર લેવાના છે. જેની અંદર ( ૧-વ૦ ) આ પ્રમાણે એટલે પહેલી વખત એવું લખેલ છે તે ભાગ બીજી વખત બોલતાં છોડી દેવો, અને તે જગ્યોએ જેની અંદર ( ૨-વ૦ ) આ પ્રમાણે એટલે બીજી વખત એવું લખેલ છે તે ભાગ ગ્રહણ કરવો, એ પ્રમાણે વિશેષ સમજી લેવું.

સિવાય કેટલાંક ગાયનોમાં રાગ તથા તાલ પણ બદલે છે. જે ઠેકાણેથી ચાલતો રાગ બદલાતો હશે તે ઠેકાણે ( × ) આવું લાલ શાહીનું નિશાન મૂકવામાં આવશે, જેમકે—

| સાં : રી : ગ : મ | ×પ : ધ f : ની f : સાં | વગેરે.

જે ઠેકાણેથી ચાલતી તાલ બદલાતી હશે, તે ઠેકાણે ( ⊕ ) આવું લાલ શાહી વતી ચિહ્ન કરવામાં આવશે, જેમકે—

| સા : રી : ગ : મ | રી : ગ : મ | ગ : મ : પ | વગેરે.

જે સ્વરોમાં જે અક્ષરો બોલવાના હશે, તે સ્વરોની નીચે તે અક્ષરો લખવામાં આવશે, જેમકે—

એક અક્ષરમાં બે ત્રણ અથવા વધારે સ્વરો લેવાના હશે, તો અમુક સ્વરની નીચે આવતો એક અક્ષર લખી બીજા સ્વરોની નીચે કાંઇપણ લખવામાં આવશે નહીં, જેમકે—

| સા : રી : ગ : મ | વગેરે.
| હે |

**અસ્તાઇ અને અંતરો.**—દરેક ગાયનને અસ્તાઇ અને અંતરો હોય છે. અસ્તાઇ એટલે પ્રથમનો ભાગ. અસ્તાઇનો મૂળ સંસ્કૃત શબ્દ સ્થાયી છે. અસ્તાઇની પછીનો ભાગ તે અંતરો, તેમ કેટલાંક ગાયનોને બે અંતરા પણ હોય છે. બીજા અંતરાને અભોગ (આભોગ) કહે છે.

અસ્તાઇની શરૂઆતમાં ઇંગ્રેજી ( **B** ) બી અક્ષરનું લાલ શાહીથી નિશાન કરવામાં આવશે. બી અક્ષર નોટેશનપદ્ધતિકર્તાનું નામ પણ સૂચવે છે, જેમકે—

માત્રા ૨ ૪ : ૨ (૮) **B** સા : રી f : ગ f : મ | ગી f : — : રી f : સા |
મુ દ મ ય | મં ગ ળ |

| — : ધ f : — : ની f | સાં : — : — : — | વગેરે.
| ભૂ રે | તી |

અસ્તાઇ પૂરી થવાનું લાલ શાહી વતી ( **|** ) આ પ્રમાણે ચિહ્ન કરવામાં આવશે.

અતરાની શરૂઆતમાં (* 1,) આવું લાલ શાહીનું ચિહ્ન કરવામાં આવશે, જેમકે—

| | | | |
|---|---|---|---|
| *1. | ધf : ધf : ધf : પf | પ : — : પ : પ | વગેરે. |
| | ગુ ણ ગ ણ | આ પ નિ | |

જે ઠેકાણેથી અંતરો ઉપડવાનો હશે તે ઠેકાણે પણ (* 1,) આવું લાલ શાહીનું ચિહ્ન મૂકવામાં આવશે.

અંતરો પૂરૂં થવાનું ચિહ્ન અસ્તાઇના પૂરા થવાના ચિહ્ન સરખુંજ મૂકવામાં આવશે, જેમકે—

| | | |
|---|---|---|
| ધf : ધf : પ : મ | ગf : રીf : સા : નીf | સા : સા : — : — |
| દ ર શ ન | દો નિ ત | પ્ર તિ |

અભોગ.—એટલે બીજા અંતરાની શરૂઆતમાં (*2,) આવું લાલ શાહી વતી ચિહ્ન કરવામાં આવશે. તેમજ ત્રીજો અંતરો હશે તેની શરૂઆતમાં * આવાં ચિહ્ન પાસે (3) ત્રણનો અંક લખવામાં આવશે. તે અંતરો જે ઠેકાણેથી ઉપડતો હશે તે ઠેકાણે પણ તેવુંજ ચિહ્ન મૂકવામાં આવશે. અસ્તાઇ અંતરો અને અભોગ પૂરા થવાનું ચિહ્ન એક-સરખુંજ રાખેલું છે—એટલે બધે ( | ) આવું લાલ શાહીનું ચિહ્ન મૂકવામાં આવશે. વળી એવાં ચિહ્નથી એમ પણ સમજવાનું છે કે, ત્યાંથી પાછા અસ્તાઇના પ્રથમના બોલ શરૂ કરવાના છે.

જે ઠેકાણે અસ્તાઇ, અંતરો કે અભોગનો છેવટનો ભાગ બે વખત લેવાનો હશે, તેને ( || ) આવા લાલ શાહીના નિશાનથી દર્શાવશું, જેમકે—

| ગં : મ : પ : — | સાં : રી : ગ : — | પં : મ : ગ : રી |
| સુ મ તિ | ધી ર તિ | ક ર જે નિ |

| સાં : — : — : — || વગેરે.
| દાન

કોઇ ઠેકાણે એક માત્રાના, બે માત્રાના, અથવા ચાર માત્રાના વખતમાં સરખા ત્રણ અક્ષરો ગોઠવાયેલા હોય છે. જો એક માત્રાના ત્રણ સરખા ભાગ થયા હોય, તો તે ૧/૩ માત્રા કહેવાય, અને તેને ત્રિગુણની લય કહી શકાય, જો બે માત્રાના ત્રણ સરખા ભાગ થયા હોય તો તે ૨/૩ માત્રા કહેવાય, અને તેને દોઢ ગણી લય અથવા આડ કહી શકાય; તેમજ ચાર માત્રાના ત્રણ સરખા ભાગ થયેલા હોય, તો ૪/૩ માત્રા કહેવાય, અને તેને અર્ધઆડ લય કહી શકાય, તેને સમજવા માટે નોટેશનમાં દરેક સ્વર પાસે ( . ) આવું ચિહ્ન મૂકી ⌒૩⌒ આવા નિશાનથી બાંધી લઇ તેની અંદર ત્રણનો અંક લખવામાં આવશે, જેમકે—

૧/૩ માત્રા માટે— | નીં . ધ . પ . | ધ . પ . મ . | ઇત્યાદિ.
(each group marked ⌒૩⌒)

$\frac{2}{3}$ માત્રા માટે— | ધ f. ³પ. મ. | પ. મ. ³ગf. | ઇત્યાદિ.

$\frac{4}{3}$ માત્રાને $\frac{2}{3}$ માત્રાના સમાન દર્શાવવામાં આવશે.

આ પ્રમાણે કોઇ પણ અભ્યાસી નોટેશનના પ્રત્યેક ચિહ્નની સંપૂર્ણ સમજુતી મેળવી જો ગાયન ઉપર પૂરતું ધ્યાન આપશે, તો ગમે તે ગાયન સ્પુટ રીતે ગાઇ અથવા વગાડી શકશે.



# गायनोनी अनुक्रमणिका.


| ગાયન. | પૃષ્ઠ. | રાગ. |
|---|---|---|
| ઇશ્વર સ્તુતિ—સકળ નરો સમય ખરો સફળ કરો. | ૧ | માઢ. |
| નવ દેવના લઇ સોગન ... ... | ૬ | જિલ્હા. |
| મૃગો ઉરે ન ડરે, સુખમાં વિચરે ... | ૧૦ | શહાના કાન્હરા. |
| નિજ સેના મહીં શુભ છે ... ... | ૧૩ | માલશ્રી. |
| થઈ બહુ રણરાતા ... ... | ૧૭ | સારંગ. |
| અહાહા ! આજે છે કેવી આ સઘન ગગનની છટા . | ૨૧ | મલ્હાર. |
| પરાજય પાપી પામજો ... ... | ૨૪ | ગોડ સારંગ. |
| સૂઝે ન ઉપાય આ સમયે કંઇ હવે... | ૨૮ | આશાવરી. |
| બંધુ, જાઓ સૌ, ધરી સમરસાજ, લડવા આજ.. | ૩૩ | કિદારા. |
| રણ પરવરો, ટર પરહરો... ... | ૩૭ | બિહાગ. |
| દેશાભિમાની ઘણા રે ... ... | ૪૦ | દેશ. |
| સમરસમયે રોમતનય ભીરુહૃદય ... | ૪૫ | મલ્હાર. |
| રનનન નનનન રનનન્ રનનન્ રનનન્ રણવાદ્યો રણકે ... ... | ૪૯ | માલકોશ. |
| જોશભર તલવાર દીધી ... ... | ૫૩ | કિદારા. |
| મહા રોષ ભરી ચાલ્યો ચોંપ કરી દમામથી, હામથી ... ... | ૫૭ | ખમાચ. |
| મહાયુદ્ધાને જંઘા મહીં લાગ્યો ઘા કારી | ૬૨ | કાફી. |
| પુલ ગયો પડી, તોય ધૈર્ય ધરીને ન ચિત્તે ડગ્યો શૂરવીર જરી ... | ૬૬ | પરજ. |
| જોઇ મહા પરાક્રમને ... ... | ૭૦ | ઈમન કલ્યાણ. |
| દેવ જ્યારે બચાવે ... ... | ૭૪ | કિદારા. |
| અંબુદ અમૃતના વરસો ... ... | ૭૭ | ઈંગ્લિશ. |

# ઈશ્વર સ્તુતિ



રાગ માઢ, તાલ તિસ્ર જાતિ દાદરા, માત્રા ૬/૩:૩

તથા

ચતુસ્ર જાતિ ત્રિતાલ, માત્રા ૧૬/૪:૮:૪

મધ્ય કાળ.



સકળ નરો સમય ખરો સફળ કરો
પ્રભુને સ્મરો હૃદય ભરો એજ નિરંતર નામ!—સકળ૦—ટેક.

સાખી.

ઠરવાનું નહિં મળે ઇતર એકે સ્થાન!
હા! જ્યારે નિંદ બહુ પડે
અંબર નહીં કંઇ આશ્રય ત્યારે,
ઉછળે લહરો અતિશય જ્યહિં ત્યાં
એ તારે સંસારે ઉદ્ધારે પારાવારે પ્હોંચાડે આરે!
અયિ મનુજો! આળસ તજો, સુનીતિ સજો,
પ્રભુને ભજો, દયા ધરજો, દુઃખ હરજો,
વિમળ થજો, નષ્ટ જ હજો કષ્ટ તમારાં તમામ!—સકળ૦ ૧.

માત્રા ૬/૩:૩ | ની : સાં : ધ | સાં : ની : — | પ : ધ : પ |
| સ ક ળ | ન રે | સ મ ય |

ના.

| ની f, ધ : પ : — | ગં : મ : રી | પં, મ : ગ : — | સાં : રી : સા |
| ખ રે | સ ક ળ | ક રે | પ્ર ણુ ને |

| મ, ગ : રી : — | ગં : મ : ગ | પં, ધ : પ : — | ગં : મ : રી |
| સ્મ રે | હૃ દ ય | ધ રે | એ જ નિ |

| મ : ગ : રી | સાં : — : — | — : — : — ||
| રં ત ર | નામ | ||

ના, સાખી | સારીગ—ગ, રી : સા, નીધ — પ, ધનીf,
| ઠરવા નું

ધ પ, મ — પ પ ધ ની — | પ પ ધ સાં — ધ — સાં — |
નહિં મળે | ઇ ત ર એ કે સ્થાન |

| મ : — : — : — | ધ : — : પ : — | પ : મ : ગ : મ |
| હાં | જ્યાં રે | વિ પ દ ણ |

| ગ : રી : સા : — || મ : ગ : મ : ગ | રી : સા : રી : રી |
| દુ ૫ ડે || આ વ ર ન | હિં કંઈ |

| | | |
|---|---|---|
| રી : — : ગ : મ | ધ : — : પ : — | ધ : ની : સાં : — |
| આ શ્ર ય | ત્યા રે | ઉ છ ળે |

| | | |
|---|---|---|
| ધ : ની : સાં : — | ગં : રી : સાં : ની | ધ : ની : સાં : — ‖ |
| લ હ રો | અ તિ શ ય | ત્ય હિં ત્યાં |

| | | |
|---|---|---|
| મં : — : — : — | ગ : — : — : — | રી : — : — : — |
| એ | તા | રે |

| | | |
|---|---|---|
| — : — : — : — | ગં : — : — : — | રીં : — : — : — |
| | સં | સા |

| | | |
|---|---|---|
| સાં : — : — : — | — : — : — : — | મ : — : — : — |
| રે | | ઉ |

| | | |
|---|---|---|
| ગ : — : — : — | રી : — : — : — | — : — : — : — |
| દ્ધા | રે | |

| | | |
|---|---|---|
| ગં : — : — : — | રીં : — : — : — | ની : — : — : — |
| પા | રા | વા |

| | | |
|---|---|---|
| સાં : — : — : — | ગં : — : — : — | રીં — : — : — |
| રે | ન્હોં | ચા |

| | | | |
|---|---|---|---|
| ધ : — : — : — | ની : — : — : — | સાં : — : — : — | |
| રૂ | આ | રે | |
| — : — : — : — | ° : — : — : — | — : — : — : — | |
| | | | |
| ગં : મ : રી | મં : ગ : — | સાં : રી : સા | ગ : રી : — |
| આ વિ મ | નુ જો | આ ળ સ | ત જો |
| ગ : મ : ગ | ધ : પ : — | ધ : ની : ધ | સાં : ની : — |
| સુ ની તિ | રુ જો | પ્ર ણુ ને | ણ જો |
| પં : ધ : પ | નીf, ધ : પ : — | ગં : મ : રી | મં : ગ : — |
| દ યા ધ | ર જો | દુઃ ખ હ | ર જો |
| સાં : રી : સા | મ, ગ : રી : — | ગં : મ : ગ | ધ : પ : — |
| વિ મ ળ | થ જો | ન ષ્ટ ન | હ જો |
| ગ : મ : રી | મં : ગ : રી | સા : — : — | — : — : — |
| ક ષ્ટ ત | મા રાં ત | મામ | |

# હોરેશિયસ.



રાગ ઝિલ્લા, તાલ ચતુસ્ર જાતિ ત્રિતાલ, માત્રા $\frac{૧૬}{૪:૮:૪}$

મધ્યદ્રુત કાળ.



નવ દેવના લઈ સોગન,
નિજ પુરજન મહિં ખબર કરી,
'રણ મહિં ચડે નહિં જે નર ડરી,
તિરસ્કાર તે નરને બહુ વાર!'
લાર્સ પોર્સેનાને ક્રોધ વ્યાપ્યો તનમન!-નવ૦-ટેક.

ભભકભર સૌ પુરેપુરથી,
ઘણાં સુંદર ઘરેઘરથી,
ભયંકર ગિરિશિખર ઉપરથી,
ફળદ્રુપ વનઉપવનથી,
ને આસુરી દુર્ગના શહેરથી,
બીજા અનુપમ બંદરથી,
સૈન્ય આવ્યું સનનન!—નવ૦ ૧.

માત્રા $\frac{૧૬}{૪:૮:૪}$

| ગf | રી : ની : — : સા | નીf : ધ ની f : — |
| ન | વ દે વ | ના લે |

| પ : ધ : ની : — | સા : — : — || — | ગf : ગf : ગf : ગf |
| સો | ગન || | નિ જ પુ ર |

| ગf : ગf : ગf : ગf | ગf : મ : ગf : રી | સા : — : — : — ||
| જ ન મ હીં | ખ બ ર ક | રી ||

| ગ : ગ : ગ : ગ | ગ : ગ : રી : ગ | મ : પ : મ : ગ |
| ર ણ મ હીં | ચ ડે ન હીં | જે ન ર |

| રી : સા : — : — || — : રી : સા : નીf | ધ : — : — : — |
| ક રી || તિ ર | રકાર |

| — : નીf : ધ : પ | મ : — : ધ : નીf | સા : — : — : રી |
| તે ન ર | ને ણ હુ | વાર તિ |

| સા : નીf : ધ : — | — : નીf : ધ : પ | મ : — : ધ : નીf |
| ર રકાર | તે ન ર | ને ણ હુ |

| સા : — : — : — | પ : — : મ : — | ગ f : — : રી : — |
| પાર | હાર્સ પો | સૈં ના |

| સા : — : — : ગ f | રી : સા : ની : સા | ની f : ધ : ની f : — |
| ને કો | ધ વ્યા | પ્યો |

| પ : ધ : ની : ની | સા : — : — ||
| ત ન | મન ||

*1, સા | સા : — : ગ : ગ | મ : — : — : પ |
ભુ | ઞક ભ ર | સૌ પુ |

| ધ f : પ : મ : ગ | મ : — : — || સા | ગ f : — : ગ f : — |
| રે પુ ર | થી || ધુ | ણાં કુ |

| રી : — : — : રી | ગ f : મ : ગ f : રી | સા : — : — || સા |
| દર ધ | રે ધ ર | થી || ભુ |

| ગ f : — : રી : રી | સા : રી : ગ f : મ | ગ f : રી : સા : ની f |
| યં ક ર | ગિ રિ શિ ખ | ર ઉ પ ર |

